# ચાર સાહેલી દુઃખ દર્શક અને સ્વદેશ સુધારકોને વીનંતી.

બનાવનાર તથા છપાવી પ્રસીધ
કરનાર
પંડયા કુબેરદાસ વી. દુલભજી સીહોર

( દોહરા )

ચાર સાહેલીનાં દુઃખો વર્ણવી કરૂં દરિયાફ
ભુલો ચુકો હોય તો સાજન કરશો માફ



સુરત
કીલ્લાની સામું અબદુલ્લા બેગની હુવેલીમાં
વિક્ટોરિયા પ્રેસમાં મંછારામ ઘેલાભાઇએ છાપી.
સંવત ૧૯૩૪ સન ૧૮૭૮.
કીંમત રૂ૦—૩—૦

# ચાર સાહેલી દુઃખ દર્શક અને
# સ્વદેશ સુધાકોને વીનંતી.

બનાવનાર તથા છપાવી પ્રસીધ્ધ
કરનાર
પંડયા કુબેરદાસ વી. દુલભજી સીહોર

( દોહરા )

ચાર સાહેલીનાં દુઃખો વર્ણવી કરૂં દરિયાફ
ભૂલો ચૂકો હોય તો સૌજન કરશો માફ



સુરત
ફોહાનાની સામું અબદુલ્લા બેગની હવેલીમાં
વિકટોરિયા પ્રેસમાં મંછારામ ઘેલાભાઈએ છાપી.
સંવત ૧૯૩૪ સન ૧૮૭૮.
કીંમત રૂ૦-૩-૦



# અર્પણપત્રિકા.

પરમ પ્રીય મીત્ર કેશવજી વી. હરજી સીહોર-
આપની મારા ઉપર પ્રીતી હોવાથી અને દીન
પ્રતી દીન વધવાના હેતુથી આ લઘુ ગ્રંથ
મારી અલ્પ શકિતથી બનાવેલો
અર્પણ કરૂં છું તે
સ્વીકારશો.

કુબેરદાસ વી. દુલભજી.



# પ્રસ્તાવના



આર્યો વર્તમાન કાળમાં જ્યાં જોઉં ત્યાં સ્ત્રી પુરૂષ બંને સ્વજોડ ભાગ્યેજ હશે. આ ભવસાગર રૂપી સમુદ્ર તરવાને સ્વજોડ રૂપી સારૂં બલાંમ હાથ આવે તો મહા સમુદ્રે તોફાન વેળા પાર ઉતરવા તે સારૂં સાધન ગણાય; પરંતુ આપણુ દેશી ભાઇયોમાં હજી પુરતો આપણા કટ્ટા શત્રુ વેહેમનો નાશ થયેલો નથી. ત્યાં તલક સ્ત્રી પુરૂષના દુઃખનો અંત આવી તેનું સુઃખદ્વાર ઉઘડવાને અલબત્તે વાર—

સ્ત્રી અને પુરૂષનું મન જ્યાં સુધી જુદું રહે ત્યાં સુધી વ્યવહાર કાળ ચલાવવાને પણ તે લુલું સાધન છે. સ્વજોડ કરવાને સ્વયંવરનો ચાલ વરતાવવો બેહેતર છે અને તે વિશે આજ તલકમાં ઘણા વિષયો લખાયેલા છે.

થોડા દીવસ અવલ હું મારા કામ પ્રસંગે ગામ જતો હતો દરમ્યાન પનઘટને આરે બપોર વખતે ચાર સ્ત્રીયો એકઠી થઇ પોકાર સોર કરી રોતી દીઠી કે જેથી હું ચમકયો કે આ વેળા આ દુઃખીયારૂં કોણ છે ? એમ જાણી નજીક ગયો એટલે મને જોઈ આ સ્ત્રી લજીત પામી તુર્ત મેં મન સાથે ખ્યાલ કરી ત્યાંથી પાછું ફરવા નીશ્ચય કર્યો અને તે નજીક છુપી જગોમાં ભરાઇ બેઠો એટલે સ્ત્રીયોએ પોત પોતાના દુઃખની અરસપરસ વાતો કરી. આખર સુધારાવાળા પર ઉતરી કે દેશમાં ડોળ ઘાલુ સુધરેલના ડોળ વધારે છે અને તેમણુ કેહેવાનાજ કે આજ આટલી બધી મુદત થયાં છતાં હજી આપણુ સુઃખદ્વાર ઉઘડતું નથી કે, સ્વયંવરનો ચાલ પસરે, એમ કહી વીખરાઈ ગઇ—આ ચાર સ્ત્રીનો સંવાદ સાંભળી તે જાહેરમાં મુકી સુધારાવાળાનાં

મન તેપર એંચવા મારી ખાયેસ થતાં આ ચાર સાહેલી દુઃખ-દર્શક નામનો નાનો ગ્રંથ લખી કાઢયો છે—ને તે દરેક અબળાનું શું દુઃખ હતું તે નીચેની કવિતામાં ઉતાર્યું છે.

વાંચનાર વિદ્વજનો અને સજ્જનો મારો આ પ્રથમ પ્રયત્ન છે. વળી પીંગળનો જેવો જોઇયે તેવો પૂરા અભ્યાસ નથી કે જેથી કોઈ નજરોપર દોષ હોય તો તે સુધારી વાંચવા તસ્દી લેશો.

---

(મનાહર છંદ)

ઇશ શીશ નમી નામી, વર્ણવું વીવેકી વાણી
મીત્રો મારા લેજો શુણી; સાચે સાચી જાણીને
અલ્પ દીવસથી મન, જે વીચાર હતો તન
રચ્યો ગ્રંથ આ સ્વજન માનો ઉર આણીને
પ્રીય એ પીંગળ તણો અભ્યાસ મને ન ઘણો
કવિતા સુધારી ભણો નહીં ચુક આણીને
ગ્રહણો અંદર સાર વધુ વધે જેથી પ્યાર
દીલમાં થઇ ઉદાર ખરૂં આ પ્રમાણીને.
ચાર સાહેલીનું દુઃખ કાન શુણી વદું મુખ
તેને ન લગાર સુખ જવાળા દીલ થાય છે
પેલી કહે વીયોગણી બીજી કહે બુઢો પતી
ત્રીજી કહે નાવ નાનો દુઃખ અતિશય છે
ચોથી કહે અવતાર નીરધન દીધો પણ
નીરૂદ્યમી કંથમુજ કાંઈ ન કમાય છે
ઉપરની સર્વ વાત શ્રવણે શ્રુણી સંગાત
ચીતમાં થઇને શાંત ચારે સ્ત્રીયો જાય છે.
તા૦ ૧—૨—૭૮

કુબેરદાસ દુલભજી સીહોર

---

# ગ્રંથ કર્તાનો જન્મ.



( માલીની છંદ )

૫ ૧ ૯ ૧
શરે શશી ગ્રહ આત્મા માઘ જે માસ પ્રાપે
પુરણ પુરણ શાન્તી શુદ્ધ એકાદશીયે
જનમ દિવસ મારો જાણવો એજ રીતે
ઋષિ કુપ સિધ પુરે ગ્રંથ કીધોજ પ્રીતે



# મંગળા ચરણ.

## દોહરા.

ઇશ્વર તુજ અગણીત કળા અદભુત તું ઓંકાર
હરિરસ અમૃત રસ પીયું તીવ્ર વિષમ તુછકાર.

## ( આર્યાવ્રત. )

વીશ્વંભર જગ વ્યાપિક માયા સ્થાપીક સ્થળે સ્થળે મેલી.
વીચિત્ર તરૂવર વનમાં વ્યાપાં લલીત વસંતને વેલી.
ઘણુણ ઘણુણ ઘન ગાજે ઘોર ઘટાએ ધ્રુધવે વ્યોમ.
જળ ભીંના કૃત જગતિ ચોમાસે ઘન સુધા ધણું ભૂમ.
ચમક ચમક વીજ ચમકે અર્ક ઉદયતા વીનોદ ગુંતપાગે.
ઇંદુ ભાસ્કર ઉડઘન આકાશે ઉદ્યોત બહુ લાગે.

## લલિત વ્રત.

અજ અખંડ તું પૃથ્વીના પતી.
વિજય વિશ્વમાં તું ચમત્કૃતી.
હર્ષ યુક્ત હું હોડમાં ફરૂં.
વિનય પૂર્વકે સ્મર્ણ આચરૂં.

## ( વસંત તિલકાવ્રત.

દેવા સ્તુતી દીલ થકિ કરૂં એક દ્રષ્ટી.
સૌન્દર્ય કિરણ ખીલે રવી માંય શ્રષ્ટી.
. શૃંગારમાં રસ મનોહર ધર્મ શાન્તી.
શાસ્ત્રો શ્રુતી સ્વરગ પંથ પુરાણ કાન્તી.

## શીખરીણી છંદ.

અહો ઓંકારી તું સ્તવન શુધ ભાવે હુંય કરૂં.
અતી ઉત્કંઠા એ મનન મનનો પૂર્ય ઉચરૂં.

મતી મંદ મારી શ્રવણ ધરીહે શ્રેષ્ટ શુણુતાં.
સદા અગ્નાની છું ધરમ રસ શાસ્ત્રે વીચરતાં.

( દોહરા )

પંથ બતાવો પાધરો પ્રબંધ રચવા પ્રેમ.
કુબેર કે છે ભાવથી ભજું માત કર રહેમ.
અદ્રિ સુતા સુતને વળી ઉપાસના કરૂં ત્યાર.
કૃપા કરો અનુદિન વળી કાવ્ય કળા અનુસાર.

---

## ગ્રંથકર્ત્તા.

આર્યા સર્વે શક્તિમાન ઇશ્વરે આ ઉમદા આલમપર કેટલાએક પ્રાણીઓ, પવન, જડવ્રક્ષો, જંતુઓ, પક્ષીઓ વીગેરેને ઉત્પન કરેલાં છે પેદા કરેલા પ્રાણીઓમાં મનુષ્યજાતી સર્વોપરી ગણાય છે અને તેના ઉપર સમદ્રષ્ટીથી મેહેરબાની કરી તેઓને વાસ્તે ઘણીજ અમૂલ્ય વસ્તુઓ સત્ય-ગ્નાન-નીતી-વીવેક-વિદ્યા-સંતોષ-ઉદારતા-ધર્મ-દયા ઇત્યાદી શ્રેષ્ટ ગુણો પેદા કર્યા છે કે તેનાથી મનુષ્યજાતીને ઘણી શોભા ને કીર્તી વધે છે. તથા તે ગુણોના પ્રતાપે કરી આ દુનિયામાં ઇંદ્રના જેવા વૈભવ પ્રાપ્ત થાય છે તે પોતાનું લાખો વરસો સુધી નામ અચળ રહે તેવાં અમુલ્ય અને ખુશકારક કામો કરે છે. ને તે ચીજોથી ભગવંતને પણ પ્રસન્ન કરી વૈકુંઠને પામે છે. તે જોતાં તે ચીજો માણસને ઘણી ઉપયોગી છે. વળી મનુષ જાતીમાં પુરૂષ ને સ્ત્રી એવા બે ભેદ છે તેમાં સ્ત્રી પુરૂષને તાબે કરે છે અને પુરૂષ સ્ત્રીને તાબે કરે છે. એવા ચતુર પુરૂષની સ્ત્રી કોઈ કુલીન વિદ્યાવાન પરણી કે તુર્ત તેના પતીને વીદેશ જવું થયું તેથી એકાએક વીયોગમાં વીટલાઈ જઈ તે વીયોગણ નાર તેનું દુઃખ સખી પ્રત્યે ટુંકામાં કહેછે—

---

## (પહેલી વિયોગણી સ્ત્રીનો સખીયો પ્રત્યે વિલાપ).

### (માલીની છંદ.)

પતિ વિન નહીં મૂને સુ:ખ શાન્તી જરાએ.
અરર અણ ગમે છે આંખુ નીરે ભરાયે.
શયન સદય સારૂં લાગતું છે ન પ્યારૂં.
હર દિન નજરોથી સ્વામિ કેમે વિસારૂં.
છતરિ પલંગ પ્યારો તે થયો છે નઠારો.
ઘર ભયભિત લાગે મોતનો આજ આરો.
પ્રથમથિ કરિ પ્રીતી તોડી તે નઠારૂં.
સરર વરસ સોળે લાગિ છે લાહ લારૂ.
જળ વિન મિન ઝંખે તેમ હું તે વિનાની.
રજનિ દિવસ ઝંખૂં આજ હું છું નભાની.
લલિત રજનિ દીસે ઇંદુથી એમ જાણો.
દિન કરથિ દિનોને શોભિતા મન્ય આણો.
પણ પતિ અતિ પ્યારે નાંખિ દીધી દરીયે.
અરણવ અતિ ગોથાં ખાઈ ખાઇ મરીયે.
કમળ સદય સારૂં પેખિને દીલ બાળું.
સરદ દિવસ ફૂલ્યે ખૂબ લાગે સુખાળું.
ભ્રમર પરસ પૂષ્પે આવતાં રેછ સૂખ.
પતિ ગુણ ગણતાં તો પાર આવે ન મૂખે.
સરદ રૂતુ બપૈયો પીયુ પીયુ કહાવે.
નિજ મન ધરિ શાન્તી હેતથી રાહ જૂવે.
પ્રિય પતિ અતિ પ્યારા ઝાલજો હસ્ત મારો.
કુપતિ કુપતિ મૂને દેખિ પેખી ન તારો.
અધવચ્ચ દરિયેથી મારૂં વાહાણ ભાગ્યું.

પણ પતિ તું વિયોગે મોતને આજ માગું.
કદળી સલિલ વીના જેમ સૂકાય સારી.
નિર વિન નદી સૂની તેવી હું દુઃખિયારી.
ભયથી ભુલતું પંખી છાંય શોધે તરૂની.
અરણ્વ અંધ ભાગે ઝાપટો વાય વાની.
તદપિ શરિર રૂપી ઝાઝને કામ કેરી.
હરકત અતી થાયે કોણ નાંખે વિખેરી.
અજબ મુજ મકાને રોશનાઈ કરે તે.
મુજ મન મસ લાગે ગેહ સ્મશાનની જે.
પણ ભવ દરિયામાં કેમ પાર તરીયે.
"મનન" મન કરીને ખાઈ ગોથાં મરીયે.
પરમ ઈશ કદાપી દુશ્મનો હોય તેને.
દુઃખ અતિનવ આપી આપ વિયોગ કોને.
નિશ દિન શમરીને શું કથું દુઃખ મારૂં.
જુગ જીવન ભજીને દીલ કુંએર ઠારૂં.

( દોહરા ).

સુંદર ઓ સાહેલડી સાંભળ મારી બેન.
પતી વીદેશ ગયા પછી પડે ન પીંડે ચેન.

( મનહર છંદ )

પ્રીય પ્રતી પ્રેમ યુક્ત કરી હાસ્ય વીનોદને.
વીદેશ પ્રવેશ કર્યો સાથે નહું કામની.
અહો સખી પતીનો વીદેશ ઘણા દીન થયા.
વ્રહે જ્વાળ દીપક કાયા ગ્રહે તે નામની.
શયન ગમે ન સખી નયનમાં નીર વહે.
જય છે વસંત રૂતુ ફુલ ફૂલેલાં બની.

કુંજમાં હું કાચી કેળ શલીલ વીના! સુકાઉં.
અરર અભાગણી હું ભયભીત ભામની.
ઝુલેલી જુવાનીમાં હું પીયુનું ન પામી સુખ.
વીતે દુ:ખ વ્રહે જવાળ વાલાના વીયોગથી.
જમાણ વીચીત્ર મીષ્ટ ઝેર જેવાં લાગે મને.
જાય હર નીશા વળી નીરાશીત સોગથી.
દુ:ખે દીન જાય બધા હાસ્ય મુખે હાય હાય.
કોટી કષ્ટ થાય સખી કર્મ કેરા જોગથી.
દેહેતો બની દીવાન ભુષણનું ભુલું ભાન.
શી રીતે હું બચું સખી ચીંતા કેરા રોગથી.
ઇંદુના વીનાની જેવી નીશા અંધકાર રહે.
હંસના વીનાની કાયા સુની રહે સર્વદા.
વાડ વીના જેવી વેલી જમીને પાથરો કરે.
કવિતા વીનાની કથા સુન જાણવી સદા.
નીર ના વીનાની નદી ફળ વીના જેવી રૂતુ.
જળ વીના મીન અતી ઝુરતું મરે તદા.
પ્રીયા હું પતી વીનાની તેવી દુખીયારી જાણી.
કાયા કુંપ ભરેલો ઉદક મહીં આપદા.
પ્યાશી જે બપૈયો પીયુ પીયુમા સાષ્ટ પુકારે.
તલખું છું તેમ પ્રીય પતી તાહરી વીના.
વૃક્ષ વેલા વ્યાપી ઘન ઘોર ઘટા વીનોદીત.
કોકીલા કરત તુંતું મનોહર ની વીના.
પનઘટ નદી તટ જાઉં જળ ભરવા ત્યાં
લીલા દેખી લેહ લાગે દુખીયારી નારીના.
મલ્લિકા મંજુલ છોડ પડી રેતી તણે રણ.
ભ્રમર પતી ગુંજાર ભયભીત તે વીના.
કલ્પ વૃક્ષ રક્ષણન ભક્ષણ તતક્ષણ જે.

કુસુમ કોમળ કાયા આજ કરમાઉં છું.
શરદ રૂતુના પ્રીય સરોવર માંહી રૂડા
પંકજ પ્રફુલ્લ મુખ લાલીથી સુકાઉછું
પાણી વીના પંકજ પ્રફૂલ્લીત સરોવરને
સલીલ શોધક સીંચનાર ન મુઝાઉછું
પણ મારો "પ્રીયહંસ" પયપાણી "પ્રીતીરસ"
જુદાં કરી વીદેશ ગયાથી અકળાઉછું
વિયોગણ નાર દુઃખે લોહરૂપ બની દીસે
પતીઓ "પારશમણી" કંચન કાયા કરો
જુવાનીની જવાળથી જરૂર હું ઝુરતી મરૂં
શાન્તી જળ છાંટો મને શાન્તી ગુણ આચરો
કુળવાન કામની હું પતીવ્રત પ્રેમદા છું
પાળનારી ધર્મજ્ઞાન બોલ શ્રવણે ધરો
સ્વપુરૂષતણી આશ અમારે તો અહોનીશ
પર નર આશે બાપ બંધુને બરો ખરો
શુણ સખી સંસારમાં વીધવા વનીતાઓને
આ મારા કરતાં સુખવતીમાં સદાયછે
કેમકે એને તો એમ અંતરમાં આળે એસ
દેવ લોક થયા કંથ એમ દીલમાંયછે
પણ પ્રીયા પંખી હું તો ભયથી ભુલુ પડેલ
તરૂ છાંય શોધવા વ્યાકુળ તન થાયછે
અરે સખી અમારે તો મધ્ય અરણ્ય માંય
નૌકાને ઝપાટા બહુ વાયુતણા વાયછે
આફત ભરેલાં અતી તોફાનનો ત્રાસ પડે
ક્યા સ્થંભ ભાંગી જાય માલમી મુઝાયછે
સહને ચડાવવાનો આધાર તૂટતો જાય
માલમી ગરીબ થઈ અતી ગભરાયછે

અંબુજ અંખીયાં પણ પવનના પોરાથકી
ઝુલતા ઝપાટા તેથી નાવ ગોથાં ખાયછે
મજબુત માલમી તે તોફાનનું તાન દેખી
નાવ છોડી મેલવાની આશામાં નીમાયછે
તેમ આ આલમરૂપી અર્ણવમાં કાયારૂપ
ઝાંઝ ને તોફાન કામ કલ્પનાનું થાયછે
ને તેમાંથી દીલ તથા બુધ્ધીરૂપી કલા સ્થંભ
કટકે કટકા થઇ તોફાને તણાયછે
માલમીરૂપી આ મારો આતમા ઉદાશ થઇ
નાવ છોડી મેલવાની આશામાં છંદાયછે
પણ ભવસીંધુમાં શી રીતે પાર થવું અરે
તેમ તે વીચાર કરી કરી ગોથાં ખાયછે
સર્વ શક્તિ માને મને મેરબાની કરી આપ્યા
શૃંગાર અજબ અલંકાર તો સદાય છે
દયા કરી દોલત અપાર દીધી દૈવે તે તો
શૃંગાર અંગાર લાગે વિયોગથી થાયછે
વર્ષમાં વળી તેહેવાર વીચીત્ર વીનોદી આવે
મારી હેડીની સાહેલી આનંદની માંયછે
પણ પીયુ વીના મારે તે દીને જરૂર જાણું
મોટી હાણ મૃત્યુ થયું એમજ જણાયછે
વિધવા વનીતાતણાં મનમાં નીર્ણય રહે
તેથી પ્રભુ ભજી પ્રેમ પ્રમોદમાં લાગેછે
અજબ મકાન મારાં પ્રીય પતીના વીયોગે
ભયંકર ભયભીત વન જેવાં લાગેછે
અમુલ્ય મકાનતણી રોશનાઇ રશીક તે
મારે મન સ્મસાનની ચેહ સમ લાગેછે

ભાખું છું હુ ભાવે ભણી ફૂલ સેજ મનોહર
ગોખરૂના કાંટા જેવી અંતરની આગેછે

( દોહરા )

આ આલમમાં એટલું નામ તેહનો નાશ
હાશ વીનોદ કરી તરો ભવ સીંધુનો ભાસ
માબાપો બંધુ સુતા કોઇ ન આવે કામ
યશ મેળવવો જગતમાં પરઉપકારી નામ
ખાઇ પીઇને ખુશિ રહી નમન કરો મહીનાથ
કુબેર કહે કર જોડિને ગરવી આપો ગાથ
રાજપાટ કદી જાય તો વ્રથા ન કરો વીયોગ
વીયોગ રસ નવ વીસરતાં હરીરસ પીવો યોગ

---

બીજી બુઢા પતીને પરણેલી સ્ત્રી સખી પ્રત્યે કહે છે કે એ
( હેન વીયોગનું દુઃખ તે ખરૂં પણ આશા અમર છે )

---

( દોહરા )

એમ કહીને એ સખી બીજી બોલી ત્યાંય
બુઢો મારો બંદલો હૈયે હોળી થાય
પંદર વરસે પ્રેમદા વ્રેહ વ્યાપતો અંગ
વળતાં બોલી વચન તે સખીયો ચારે સંગ
સીતાજીના મહીનાનો રાગ ॥

સખી સાંભળ દુખડાંની વાત કહુંછું હું કરગરી
બહુ બુઢો છે મારો નાથ કુડાં કરમે કરી
સખી વરસ થયાં મને સોળ પીયુને પંચાવના
મારૂં જોબન છે ઝકઝોળ પતીનું થયું ફના

બેઠી અબળા હું બાળે વેષ સૌન્દર્ય છબી અતી
ધણી બુઢો ને ધોળા છે કેશ તેની મંદ થઇ મતી
જાણે કોડનો કપી બેડોલ છાડા જેવી નાશીકા
ખરા શ્વાનના જેવા બેલ આંખો જાણે ટાશીકા
ગંદા ગુગળાઈ ગેલા છે ગાલ ડાચામાં ડચાઇ ગયા
ભુંડી ભમરને ભુંડા ભાલ શીરે રોમ થઈ રહ્યા
કંથ મળીયો છે રૂપ કરૂપ કલોલું હું કામની
કર્યા આપદા કેરો કુંપ કારી ધન શ્યામની
જેવું લખ્યું વિધાત્રીલલાટ તેવું મારે થઇ રહ્યું
કામનીનો શુણી કકળાટ વાચે કોઇ નવ થયું
મારાં માબાપે મોદલગીર નાંખ્યો શીરમાહરે
શાને રાખું હું મનડું સ્થીર સંકષ્ટ છે સાસરે
તૃષા અસન ગમે નહીં કાંઈ જોબનની જ્વાળા અતી
કંથ દેખી દાઝૂં દીલમાંય કરૂં શું શ્રી પતી
ભુંડો ભુંડના જેવો ભરથાર દેખી દાઝે અંતરે
પ્રભુ નટવર પ્રાણ આધાર અબળા આશવંતરે
આવે વીધવા થવાનો વખત હવે=અરે આ શમે
સઘળાં પડશેરે દુઃખ સખત ત્રીકમ બેલી છો તમે

(સોરઠો)

વિશ્વંભર વીશ્વાસ રાખું રહેમ કરો હરી
ગ્નાન સુર્યપ્રકાશ તીમર અગ્નાન પ્રલય કરી
આશ તમારી આજ કુળવંતી છું કામની
મેહેર કરો મહારાજ સ્તુતી કરૂં ધન શ્યામની

(દોહરા)

એવામાં પતી માહરો મરણ પામીયો ત્યાંય

વિધવા મેણું વિશ્વમાં જોબન ઝોલાં ખાય
અનંગ મુજ વ્યાપે અતી કાંય રહ્યું નવ જાય
કેમ કરી તે તો સહું હૈયે હોળી થાય
ઉત્તમ જાતી આપણી વૈશ્ય બ્રાહ્મણો જેહ
પુનર લગ્ન તો નવ ધરે ચાલ નાતનો એહ
એ વિરૂધ અબળા જુઓ વિધવા જે કેવાય
કામાગ્નીથી નર કરે ગર્ભ દીલ રહી જાય
ગર્ભપાત કરવો રહ્યો ચિંતવા કરે વીચાર
પાપ બાળ હત્યાતણું થાય પછી નીરધાર
તે વખતે તે કામની કુળવંતી કેવાય
કે છે મુખથી પાપ આ જાતીઓને થાય
કારણ એણે નહીં કર્યો પુનર લગ્નનો ચાલ
ચાલ હોય તો અત્રીમા બગડે નહીં એક બાળ
એમ કહી અબળાં વળી મુકયો સુખ નીશ્વાસ
હરી ભજન કરવું હવે અવર ન કોઈની આશ
એમ કહીને બોલતાં સખીયો સુણો કાન
તારૂં દુઃખ અતોલ છે ભાવે ભજન ભગવાન
કુબેર કે ભજ કૃષ્ણને ભવ સીંધુનો પાર
હરી નામ નૌકા મળી ઉતરો આ સંસાર

---

( પછી ત્રીજી સ્ત્રી જેનો પતી નાનો છે તે સઘળાં દુઃખ-
નું વૃતાંત સખી પ્રત્યે કહે છે. )



( લલીત વૃત. )

સરવ સાથ જે પ્રીય આ સખી
વીરહ વેદના વર્ણવું નકી

મુજ પતી લઘુ છેજારે અતી
તદથી કારણે દાઝ તો થતી
શયનને સ્થળે જ્યાર જાઉંછું
વહન પ્રેહથી હું મુંઝાઉંછું
દુખ કુબેર આ દાખવું અતી
અરર અંતરે શર્મ તો થતી

એટલું કહી આ દુખીયારી સ્ત્રી પોતાનું બોલવું બંધ કરી બેઠી એટલે સખીયો કહે છે કે બેન તું શાને શરમાય છે આપણું દુઃખ જાહેરમાં આમન સામન કહી મનની સમાધાની કરવાની છે. વળી સર્વ શક્તિવાન જેદી સહાય થશે તેદી દુઃખ તો મટવાનું પણ દાઝ તો બોલીને કાઢવી માટે બોલ અને શરમાય શા માટે ?

( દોહરા )

શર્મ જરા નવ લાવવી બેઠો સૈયર સાથ
તે માટે તુજને કહું વદવી સુંદર વાત

( હવે સખી પ્રત્યે કહેછે. )

ગોરી ચલી સાસરે ફેર કબી આના
ગોરી રખના દીલમે યાદ ભૂલ મત જાનાં

( એ રાગની—લાવણી. )

સાહેલીયો ચલીયો ચાર પનઘટે જોતી
જે નાના કંથકી નાર નેન ભર રોતી
ગોરી જોબન બાળેવેશ શ્યામ શીર વેણી.
મુખ હસત હસત હંમેશ પ્રીય મૃગા નેણી.
શુણુ સૈયર વીપરીત વાત કંથ નાનોથી.
ગોરી જોબન બાળે વેશ નેન ભર રોતી.
મુજ પતીએ પુર્યા ન કોડ કૃષ્ણજી કોપ્યો.

આ દુઃખ તરૂવરનો છોડ આંગણે રોપ્યો.
મુજ માબાપોને મેશ ગાઇને ગોતી.
ગોરી જોબન બાળે વેશ નેન ભર રોતી.
પૈસાપર લાવી પ્રીત રીત આ રાખી.
વિમારયું આ વીપરીત ખાડમાં નાંખી.
મુજ પ્રીય પતીના સુખે આશ નવ પોતી.
ગોરી જોબન બાળે વેશ નેન ભર રોતી.
સખી વર્ષ થયાં છે ચૌદ જોબને ઝૂરૂં.
તન ચંદ્ર બીંબ આકાર બન્યું આ પુરૂં.
લઘુ કંથ લખ્યો લેલાટ અકલ દીલ નોતી.
ગોરી જોબન બાળે વેશ નેન ભર રોતી.
ધરૂં પતીને દેખી ધીર દેહ આ દાઝે.
માબાપે મોદલગીર* ઝીકાયો આજે.
કોકરડા જેવા શ્યામ દુઃખ દીલ સેહતી.
ગોરી જોબન બાળે વેશ નેન ભર રોતી.
થશે કાલ મોટો મુજ કંથ ધીરજ મન ધારૂં.
પ્રીય શાસ્ત્ર સકળનો પંથ પેખી દીલ ઠારૂં.
મોરી આંખીયાં લાલ ગુલાલ મનોહર મોતી.
ગોરી જોબન બાળે વેશ નેન ભર રોતી.

( ગીતીવ્રત ).

પરમ પ્યારી મુજ સખીયો પરણ્યા પછી રહી હું પીયરમાં
પાંચ વરસ વીત્યાં છે તે દરમ્યાને રમી છું સૈયરમાં.
પંદર વરસે મુજને તુજને કઉં છું અનંગ બાપો છે.
વૈરી અનંગ બુજને સુજને સુમતી કુ જન્મ આપ્યો છે.

---

* ડુંગર સીહોરમાં છે.

સાસરીએથી મુને આણું આવ્યું તેડવા માટે.
ગણુ દીન તેને રાખી કર્યાં સર્વને ચાલતાં વાટે.
પેખી પતી લઘુ દેખી પ્રગટી પીંડે પરમ અતી જવાળા.
કુમેર પાપ શું કીધાં જગપૃતી પાળન બચાવજે બાળા.

( હરીગીત છંદ ).

ઓ ઇશ મુજપર મેહેર રાખી મરણ તો તું આપજે.
છું જાત અબલાની સ્તુતી દિલમાં ખરેખર થાપજે.
મુજ કંથ છે નાનો ઘણો તેથી મળ્યું દુઃખ એ અતી.
સ્વામી લઘુ અહોનીશ દેખી મોત તુલ્યે થૈ જતી.
કામાગ્રી તો વપુમાં વસ્યો દીલડું ઘણું જાએ બળી.
પરમેશ તેને કયમ કરી ઠંડું કરૂં તે કહો વળી.
છું કુલીન નાર ખરેખરી મુજ પીતા શર્મ ગણું અતી.
સ્વામી લઘુ અહોનીશ દેખી મોત તુલ્યે થૈ જતી.
બ્યભીચાર કરવાનો વળિ વિચાર આવે અંતરે.
અટકાવી રહી છું લાજ કુળ નિહારી હું ગુણવંતરે.
મુજ સાસરે બે નણુદિને વળી છે એના બંને પતી.
સ્વામી લઘુ અહોનીશ દેખી મોત તુલ્યે થૈ જતી.
બંને જણાં અરસો પરસ બોલે અતીશય પ્રીતમાં.
નવ રહે સંશય કોઇને હે તો ધરે છે ચીતમાં.
બંને નણુદમાંથી વળી એક નણુદ બૈ સારી હતી.
સ્વામી લઘુ અહોનીશ દેખી મોત તુલ્યે થૈ જતી.
કુળવંતી હું મુ બુદ્ધિ જાણી સારી પેર બોલાવતી.
મનમાં બળાપો જે થાલો શાન્ટ બોલી ટાળતી.
ભરથાર મારાને ઘણું ખવરાવતાં સારૂં અતી.
સ્વામી લઘુ અહોનીશ દેખી મોત તુલ્યે થૈ જતી.
મનમાં વિચારે બંધુ મારો લઘુ મટે ખાવા થકી.

વળિ તહની કારણ દીલમાં બાદાસ કરતી તે પરી.
ખવરાવીને મુજ પતી પ્રણું સમજાવી આણી છે ગતી.
સ્વામી લઘુ અહોનીશ દેખી મોત તુલ્યે થૈ જતી.
પછીથી દહન દીનકું ટળ્યું શાન્તારામ મારૂ થઈ ગયું.
દુઃખ ટાળ્યા મારી નણદીએ સુખ મુજ વપુમાં વશી રહ્યું.
ખારી સખી તમને વદું એવી ગતી મુજ થૈ હતી.
સ્વામી લઘુ અહોનીશ દેખી મોત તુલ્યે થૈ જતી.
કુમેરજી હું તો કહું છું પડદો ખોલિ મનનો.
નીરધન સખી બોલે બળાપો ટળ્યો છે આ તનનો.
ત્યારે વદે ધન હિંગુ સાહેબ મુખ મધુરૂ બોલતી.
સ્વામી લઘુ અહોનીશ દેખી મોત તુલ્યે થૈ જતી.

## ચોથી અભણ નીધેણની સ્ત્રી કેહે છે.

લાખ લાખ સખી એક કાગળ, લખીએ હરીનેરે એ રાગ.

ઈશ્વર સખીયો તમારી પાસ વદું હું ઉરતીરે.
મારા મનની સર્વ આશ ધરી દીલ ઝુરતીરે.
ધરણીધર અરપો કુજન્મ રસાની ઉપરે.
સઘળાં જનોને સુજન્મ દુઃખ મુજની પરે.
જારે વર્ષ હતાં મને સોળ જોબનું ભારીરે.
પુત્ર પ્રસવ્યો મારે લાલ થયું સુખકારીરે.
પુત્ર ઘણા થયા પછી ઘેર વસ્તુ રમ્ય માગેરે.
જગતામાં હોમ્યું હોય ઘૃત એમજ લાગેરે.
પ્રભુ ગરીબા વસ્થાની માંય અંવતાર આપ્યોરે.
તેથી દુઃખ ઘણાં ઘણાં થાય વીચારે બાપોરે.
આવી ભુતળપર હું ભૂંડૂ સુખ ન જરાયેરે.

અન્નખત વીના આ અવતાર ઉદર ન ભરાયેરે.
ખતી માગે હું થાઉં ગુલામ કોકની જ્યારેરે.
તોપણ નવ થાય ગુજરાન કુટુંબ વધુ મારેરે.
જેમ ઇચ્છે જળને મીન બપૈયો ધનનેરે.
ઇંદુ થકી લલીતોત્તમ રૈન સુખ સુજનનેરે.
તેમ વીત વીનાનો વીનોદ ક્યાં થકી કરીએરે
ખરો હુનર કળાનો શોધ પતી સૂખ ધરીયેરે.
નવરા બેઠાથી વળશે ન કાંઈ મુજ કહ્યું માનોરે.
હવે ઘરમાં રહ્યું નહી કાંઇ મુકો અભીમાનોરે.
નવરા બેઠાથી નખોદ જાય કેવત કે છેરે.
ખુટ્યા ક્રોડ ભંડાર જે રાય ખાંતે દુઃખ લે છેરે.
બુંદે બુંદે સલીલ ભરાય પ્રેમથી પ્યારૂંરે.
કાંકર કાંકરે પાળ બંધાય સરોવર સારૂંરે.
તેમ યોજના કરવી કંથ બારીક વખતેરે.
જેવા માંડયો વિધાત્રી પંથ લલાટનાં લખતેરે.
એવી સઘળી શુણીને વાત સાહેલી બોલીરે.
આપણાં દુઃખનો નહીં પાર કહ્યું મને ખોલીરે.
દુઃખ સાંભળીને દરીયાફ કર્યો કુબેરેરે.
પુરો અગાળા કેરી આશ રાખજે લહેરેરે.
સ્વદેશમાં સુધરેલ જન વિનતિ કહું એનેરે.
શુણી વ્રતાંત રાખશે મન સુખ થશે એનેરે.

# સ્વદેશ સુધારકોને વીનંતી.

આર્યા અબળાના દુઃખનો અંત લાવી તેનું સુખાકાર ઉઘાડ-
વા હવે શી દેર છે. અગર એવા બીજા શા જરૂર પ્રસંગમાં ગુથાણા છો
કે આ અગત્યનો ખ્યાલ દીલમાં ડુબાવી દીધો છે. આજ કાલ જ્યાં
જોશું ત્યાં અબળા દુઃખ પોકાર વીના બીજું ભાગ્યેજ નજરે પડે
છે. અને તેનો મૂળભેદ તે સ્વયંવરનો અટકાવ? આ વિષય લખવા અ-
સૂસ સેવકની મકસદ એવી છે કે સ્વયંવરનો ચાલ પસરે અને તેમ થ-
વાથી અબળા સ્ત્રીઓનો સુખનો સૂર્ય જે લાંબી મુદતથી અસ્ત થઇ
ગયેલો છે તે પ્રકાશમાન થશે- ધારો કે એક ગામથી બીજે ગામ
જવા રસ્તાની માહેતી નહીં હશે તો ભોમીયાના સાધનની પૂરી અગ-
ત્ય પડશે અગર તે વીના નીભાવસે તો હેરાની કે અલબતે ધારે-
લ મુકામ નહીં પહોંચાય. તો આ સંસારરૂપી સમુદ્ર જેવો મ-
હા મોટો વીકટ રસ્તો પાર કરવાને સ્વયંવરથી પસન કરેલા મા-
લમી નહીં હોય તો તે શી રીતે તરી શકાશે વળી આફ્ત રૂપી જે
મધ્ય સમુદ્રમાં તોફાનની વેળા ખબડદાર માલમી વીના કોણ ધીર-
જ આપી સંસારના ખટ રાગ રૂપી જે નાવ તેને સરંજામ પેલે
પાર ઉતારશે- ખ્યાલ કરો કે બાગનો માળી ચતુર અને કામેલ
હોય તો વનસ્પતી ફૂલ ઝાડો કેવાં સુધરે અને શોભાયમાન રાખે
વળી ઉછરતા જે ઉમદા છોડો તે કેવી માહાવજતે ઉછરે લેકીન કદી
કમેવર રખવાળ નહીં હોય તો ખીલતી બાગ પાયમાલ થઇ જાય
અને વળી ભુકતા પણ કોઈ થાય ખરો—

તેમજ સ્વયંવરથી પસન કર્યા વીનાના જોડામાં બનાવો
બને છે. એક વીદ્વાન અને ચતુર પુરૂષને તેની મરજી ઉપરાં-
ત કોઇ ફુવડ અવીદ્વાન વેતા વીનાની ઓરત પરણાવી દે તો પ-
છી વીચારો કે તેને પોતાનો જન્મારો શી રીતે કાઢવો અગર

તેમજ આ કોઇ સુધરેલા વીચારની વીદ્વાન તેને મુરખ ભરથાર-ની સાથે અડાવી દે તો તેના મનના જે સુધરેલા મનોવીકાર તે કદી પાર નજ પડે જેમ મહા વનમાં પાણીની સોબતે સરસ ફેળ ઉગેલા હોય અને તેના ઉમદા ફળની આપણુ આશા રાખતા હૈએ પરંતુ તે છોડ ઉખેડી ખારમા લગાવીએ તો ધારેલા વીચાર નાબુદ થાય.

હવે આ વીષય બંધ કરતાં તમો આર્યોની સેવામાં વીનંતી ગુજારૂં છું કે આવા રૂડા નેક રાજ્યમાં આ અબળાના દુખનો અંત આવી તેનું સુખદ્વાર નહીં ઉઘડે તો પછી અંધેરનો આરો આવી રેહેવાને કેટલીક વાટ જોઇ બેસી રહેશો—કે શું હજી નીંદ્રા દેવીએ તમારા ઉપરજ પોતાનો મીથ્યા મરયાદ રૂપી જે છાપો માર્યો છે તેથી ઉઠી શકતા નથી? ભાઇ ઝટ જાગો ને તમારા હીત અરથે મેદાન પડી તમારા કટા શત્રુ વેહેમની સાથે સુવીચારૂપી ખડગથી લડી તેના કટકા કરી તમારી મતલબની જીતની ધજાના નીશાનો ફરકાવો—કે જેથી લાખો દુખીયારા તમારા હકમાં બેહતર ચહાસે.

માણુસ જાતના અલ્પ સુખને માટે ગ્રહસ્થો વાવ, કુવા, તળાવ, સદાવ્રત, રસ્તા વીગેરે બનાવે છે તો આપણે સૌને પોતાના હીતને માટેજ આ વાતપર ધ્યાન ખેંચવાનું છે ને વળી તેથી ચાલતી આવેલી દંતકથા પ્રમાણે અરથ ને લાભ બે છે—એક પોતાનું પણ હીત વળી કેહેવાય પરોપકાર—આ વીશે યથાસ્થીત બયાન કરવા મારી કલમ પોતાનામાં તાકાદ સમજતી નથી કે આગળ ઘશે એટલે બંધ કરવા રજા લેઉં છું. આમીન.



## ( આશ્રય પત્રીકા. )

અગાઉથી આશ્રય આપી ખરીદદાર ગ્રાહકોનાં નામ—

| | | |
|---|---|---|
| પ્રીય મીત્ર કેશવજી વી. હરજી | સીહોર | ૨૫ |
| મી० ભીખારામ વી. શવજી | ,, | ૨૫ |
| મી० રામજી ઓધવજી | ,, | ૨૫ |
| મી० ગાંડાલાલ જયશંકર | ,, | ૧૦ |
| રાજેશ્રી કાળીદાસ ગીરજાશંકર | ભાવનગર | ૧૦ |
| રાજેશ્રી પરભાશંકર વી. જટાશંકરભાઈ | | ૧૦ |
| મી० કાળીદાસ અજરામર | સીહોર | ૧૦ |
| પ્રીય મીત્ર કાનજી વી. રઘુરામ | સીહોર | ૫ |
| | | ૧૨૦ |

કુબેર દુલભજી સીહોર.

## જાહેર ખબર.

સર્વ સજ્જનોને ખબર આપવામાં આવે છે કે આ ચોપડી સીહોરમાં મારી પાસેથી અને ભાવનગરમાં ગુજરીમાં રોકડી કીંમતે મળશે બહાર ગામથી મંગાવનારા ગ્રાહકોએ ટપાલ ખરચ મોકલવો. નોટપેડ પત્ર લેવામાં નહીં આવે.

લા. હું છું

કુબેરદાસ દુલભજી.